ગુજરાત આનામાળા સિરીઝ ૯ મી.

સામાજિક-નવલકથા.

# મોટર સર્વિસ.




પ્રયોજક અને પ્રકાશક—

ગોર, અંબાલાલ છગનલાલ જ્હેરા.

શીકા-( સ્ટેટ ઇડર મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની-કમલિની-રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક,



ગુજરાત' પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું

પાંચકુવા-અમદાવાદ

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૬.




કિંમત- { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતિ પત્ર.

---

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના [illegible]નમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનં અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણુ આભાર માનું છું.

દરક વાંચક બધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપ કરવો. મારા બહેરા થયા બાદ મારા હિતાચતકો તરફથી જે પ્રેઃ જીજ્ઞાસા દષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આઃ ગ્રાહક થઇ-અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| સંવત ૧૯૭૭. | આપનો સ્નેહાધીન |
| જન્માષ્ટમિ. | ગોર અંબાલાલ છગનલ |
| અમદાવાદ. | વડાગામ—( ગ્રાહકોના ) |

અમદાવાદ

# ની કૉપીરાઇટ-સંગ્રહ મોટર સર્વિસ.



ડાસા–તલોદની વચ્ચે મોટર સર્વીસ થઇ તે પહેલાં ટપ્પાની મુસાફરી હતી. હાલમાં એરોપ્લેન–ઝેપલીન ટોર્પીડો વિગેરે ઘણાં વાયુચક્રો ઉત્પન્ન થયા છે. ત્હેમાં અમારી આ મોટરનો સમાવેશ થાય છે. ટપ્પાની મુસાફરી તો તમો સર્વે કોઇએ કરી હશે. મોટરમાં ઘણા શ્રીમંત–ધીમંત–અને રાજા ખવાસો સ્હેલ કરતા પણ હાલ તો સામાન્ય માણસોનુંએ અશ્વારોહણ રૂપી વાહન થઇ પડયું છે. અમદાવાદમાં મોહલ્લે અને ચકલે ચૌટે મોટરના નામથી કોઇ પણ અજાણ્યું ભાગ્યેજ હશે. મોડાસા–તલોદ વચ્ચે ટપાઓ ચાલતા તેમાં દરવરસે ૮૦–૧૦૦ ઘોડાઓનો ઘાણ નિકળી જતો હાલમાં આ રસ્તાઓ વચ્ચે બળદ ગાડીઓ ચાલે છે. પણ બળદોના દુઃખની દયાની વાત દયાળુ મોટર માલીકોએ ધ્યાનમાં લેવું જોઇએ. આ રસ્તાઓ ઉપરનો ટપાલ+ બળદ ગાડીઓમાં આવે છે. એથી ઘણા આતુર હૃદયવાળા પત્ર–પારસલોના માલીકોને મોડે સુધી પોષ્ટનાં બારણાં આગળ ધક્કા ખાવા પડે છે. હવે આપણે મોટરની સ્હેલની વાત કરીએ.

ધમ–ધમ ભૂં ભૂં કરતી હમારી મોટર તલોદના સ્ટેશન ઉપર આવી પહોંચી મેં પૂછ્યું આ મોટર કયાંથી આવે છે એક ગ્રહસ્થ (રબારી) ના હાથમાં જાડી ડાંગ હતી તેમણે જવાબ વાળ્યો. ચ્યાંથી

---

+આ હકીકત લખાયા પછી ૨ મહિને મોટરમાં ટપાલ ચાલુ થયો છે. વાંચનમાં રસ પડે એ માટે મૂળ હકીકત જાળવી રાખી છે. લેખક

તે વળી મોડાહેથી આવે છે. પણ ભાઇશાબ શી વાત કરૂં. જ્યારથી આ ભૂંભૂંટીયું આ રસ્તાઓ ઉપર ફરતું થયું ત્યારથી અમારી ગાયો વસુકી જાઇ સે. તમો જરાક સરકારમાં અરજી કરી આપો તો ઘણું સારૂં. મે કહ્યું—

સરકારનો ન્યાય ઇન્સાફ માજીસ્ટ્રેટ સાહેબોની મરજી ઉપર છે જે માજીસ્ટ્રેટ સાહેબના મગજમાં આવ્યું તે ઇન્સાફ થાય છે. તમારો ઇન્સાફ માજીસ્ટ્રેટ સાહેબની મરજી ઉપર થશે. બોલો જોઉ તમો ન્યાય માગવા તૈયાર છો ?

તે ભાઇશાબે જવાબ વાળ્યો. હા, હા ન્યાય તે અમ ની મળે મારી ગાયો એક શેર પણ દુધ દેતી નથી જો તમને બતાવું તો તમારૂં હ્રદય પીગળે પણ મોટર બંધ થાહે કે નહિ તેટલું તો કહો.

મે કહ્યું—રાઇકા દુનિયા ઉપર હજારો રેલ્વેઓ–મોટરો–ઓમ્ની બસો; ટ્રામ ગાડીઓ, મીલો, ઇલેક્ટ્રીક ફેકટરીઓ, વિગેરે ઘણા કારખાનાઓ ચાલે છે તેમાં ત્હમારા જેવી નુકશાનીના જવાબદારો સરકાર આગળ ઉભા થાય તો સરકારને કેટલી માથાકુટ ! ટપ્પાઓમાં જે ઘોડા મરી જતાં તેનો તો ત્હમે વિચાર કરો. થોડા વખતજ ત્હમારી ગાયો ભડકશે. જ્યારે ત્હેમને અમુક ટેવથી ટેવાતાં આવડશે. એટલે વસુકી ગયેલી ગાયો પાછી દુધ આપતી થશે નિશ્ચિંત રહો અને મુસાફરોના સુખની આબાદી સેંકડો પ્રાણીઓના જાનની ખુવારીનો વિચાર કરો.

એ પછી તે રાઇકો ખુશી થઇ ગયા અને અમારી આગળ બીજી વાત ચલવી. ભાઇ આ મોટરને તમે જાણો છો ? એ એક પવન ચક્કી છે. જો તમે એની અંદર બેઠા હો તો ફટ દઇને મોડાહે ઉતારી પાડહે. બોલો તમારે ચ્યાં જવું ?

મેં કહ્યું; અમારે ધનસુરા જવાનું છે. આજે મહેરબાન વડાગામ ઠાકોર સાહેબની મુલાકાતની જરૂર છે તેથી વડાગામ ઉતરીશું.–

ભાઇ વડાગામ ? વડાગામ તો તમને એક અડધા કલાકમાં પહોંચાડી દેશે. વાત્તચીત થાય છે એટલામાં મોટરના ચાલકો અમારી આગળ આવી ઉભા રહ્યા. ભૂરાજી કરીને એક જુના ડ્રાઇવર છે તેમણે પૂછ્યું તમારે ક્યાં જવું ? મેં કહ્યું વડાગામ–વડાગામ તો હું તમને અડધા કલાકમાં ઉતારી પાડું. મારી આ ઉંટડી (મોટર) પવન વેગી છે. એ તમને ાા કલાકમાં પહોંચાડી દેશે. એ પછી ટીકીટ કલેક્ટર આવ્યો ત્હેણે અમને એક ચીઠી ફાડી આપી. જેમાં મોડાસા–તલોદ મોટર સર્વીસ. એમ સુંદર અક્ષરો છાપેલા હતા. ટીકીટો ઓર ઓર રંગની જુદી જુદી જાતની હતી તેમાંથી એક ચીઠી અમને આપી. વડગામ રૂ. ૧–૨–૦ લખીને અમારા હાથમાં મુકી દીધી ચડપ દઇ એના હુકમને તાબે થઇ અમોએ પૈસા આપ્યા. એ પછી ભૂરાજીએ (મોટર ડ્રાઇવર) આઠ બેગારીઓ અમારી મોટરને ખેંચવા બોલાવ્યા. મોટર ડ્રાઇવરે થોડાં માણસોને બેસાડવા કહ્યું. પણ ટીકીટ કલેકટરે જીદ પકડી ફક્ત ૩૧ માણસો બેસાડયા. મારકુંસાથી પોટલાં ઘોંચ્યાં. અને ઘેટાં બકરાંની પેઠે બેસાડયાં. પેલા બેગારીઓએ મોટરને ધક્કો માર્યો કે એનામાં કાંઇક પાવર ઉત્પન્ન થયો. ભું–ભું–સું–સું કરતી મોડાસાનું સ્મરણ કરતી અમારી મોટર ઉપડી.

જોતજોતામાં એક મૈલ–બે મૈલ અને છ મૈલ આવ્યા કે હરસોલનો પુલ છોડી મોટર ઉભી રહી. ત્યાં અમને ઘણીજ તરસ લાગી. હતી એક એંશી વરસની ડોસીએ પાણી પાઇ અમને તૃપ્તતૃપ્ત કર્યા. ડોસીમાએ હાથ ધર્યો અને પૈસો માગ્યો. મેં કહ્યું;

ડોસીમા ! તમને એંશી વરસ થયાં અને જનસમાજની સેવા કેમ કરતાં નથી. શું બીજી રીતે ઉદર નીર્વાહનું કંઇ સાધન નથી. મોટરનાં એન્જીનમાં પાણી ભરો છો, તે શું મોટરવાળા પગાર આપતા નથી ? પછી ડોશીએ કહ્યું—

દીકરા—પગાર મલે ન મલે પણ બળ્યો જીવ છે ને પૈસા ક્યાં બળ્યા છે આજ સુધી મેં દળણાં દળ્યાં લોકોનાં પાણી ભર્યાં ને મજુરી કરી પેટ ભરતી. દીકરા નથી દીકરીઓ નથી. વહુવા નથી. કોઇ નથી. હું એકલી મોઇ છું. હવે ઘડપણમાં ક્યાં મજુરી કરવા જાઉં. ?

ડોશીના હૃદયોદ્દગારથી સર્વેનાં મન પીગળ્યાં અને સૌએ એક એક પૈસો આપ્યો. મેં પૂછ્યું ડોસીમાં ! ત્હમને પૈસા બહુ બ્હાલા છે ? હાજતો દીકરા પૈસો કેને વહાલો ન હોય લક્ષ્મીજીને લઇને શ્રી વિષ્ણુ ભગવાન સમુંદ્રમાં સંતાઇ પેઠા આ લક્ષ્મી ક્યાં છે ! એ તો પૈસા કહેવાય. એમ કહી ડોસીએ પૈસાને બચી કરી ડગલીના ખીસામાં નાંખ્યો. ત્યાં આઠદશ બેગારીઓ હાજર થઇ ગયા ત્હેમણે અમારી મોટરને ધક્કો માર્યો એટલામાંજ;—

એક મહારાજ હાથમાં દોરીલોટો, ખંભે પંચીયું. ને લાકડી સહીત અમારી મોટર આગળ હાજર થઇ ગયા, ભૂરાજીએ પૂછ્યું મહારાજ ક્યાં જવું છે. મોટરમાં માગ નથી. તમો પાછા જાઓ. વૃદ્ધ બ્રાહ્મણને જાઇને અમને ભક્તિભાવ ઉત્પન્ન થયો. પણ ભૂરાજીએ પેસેન્જરોની દયાથી મહારાજને બેસાડવા ના પાડી. ભૂરાજી અને ટીકીટ કલેક્ટર જોડે વાગ્બાણ છુટવા લાગ્યા. હા અને નાને વૈર તેમ ભુરાજીએ ના પાડી તો ટીકીટ કલેક્ટરે મહારાજને બેસા-

ડવા એવો હુકમ કર્યો. પેસેન્જરોએ કહ્યું બ્રાહ્મણ વૃદ્ધ છે અને ક્યાં ચાલીને આવશે. માટે જે ભાડું થાય તે લ્યો અને મહારાજને બેસવા દો. એ પછી જેમ તેમ સાંકડે માંકડે મહારાજને પણ અમારી આગળ ગોઠવી દીધા.

વળી બેગારીઓએ હં આપ્યો-હંઆપ્યો કહેતાં કહેતાં મોટરને એક બે ધક્કા માર્યા બૂરાજીએ ચાવી ફેરવી કે મોટરે ફડફડાટ સહીત વેગસહીત મોડાસાનો રસ્તો લીધો પેલા બ્રહ્મદેવજીનું નામ જીવરામ ગોર હતું. તેમને અમોંએ પૂછ્યું મહારાજ આપને ક્યાં જવું. ભાઇઓ મારે વડાગામ ઉતરવું હતું ને મોટરના હાંકવાવાળાએ બેસવા ના પાડી. ગણ તમો બધા દયાળુ તે હું બેઠો. ને ટપ્પ દઇને પહોંચી જઇશ. મેં પૂછ્યું મહારાજ કંઇક વાત ચલાવો હું સાંભળતો નથી. પણ આ બધા પેસેન્જરો સાંભળે. એક પા કલાક ચાલે તેવી રમુજી વાત કહો. મારા એક મિત્રને તે વાતનો સારાંશ લખવા ને કહ્યું. તેણે પેન્સીલ કાગળ કાઢી શોર્ટ હેન્ડ ભાષામાં ઉતારો કરી લીધો.

જીવરામ ગોરે કહ્યું:—હું શી વાત કહું શીવ પાર્વતીનો વિવાહ ત્રીપુરાસુરની વાત કે કૌરવ પાંન્ડવોનું યુદ્ધ સીતા સ્વયંવર રાવણ ઉત્પત્તિ કે રામ ચરિત્ર કે મિયાં મહાદેવની વાત કઇ વાત કહું બોલો જોઉ ? હું ખ્હેરો છું. મારા મીત્રે મને લખી જણાવ્યું કે મહારાજની પાસે મીયાં-મહાદેવની વાત બહુ ચમત્કારીક હશે માટે તે વાત ચલાવવા આજીજી કરો.

મેં બ્રહ્મદેવને બે હાથ જોડયા અને કહ્યું કે અહો બ્રહ્મદેવ તમારાં દર્શનથી અમો પવીત્ર થયાં છીએ. અમોએ ધાર્મીક વાર્તાઓ તો ઘણી સાંભળી છે પણ તમારી મીયાં-મહાદેવની વાત ચલાવો.

## ☞ મીયાં મહાદેવનું યુદ્ધ.

જીવરામ ગોરે તડાકા સહીત વાત શરૂ કરી ને મારો મીત્ર શૉર્ટ હૅન્ડ ભાષાથી ( મારા બહેરાના વાંચન માટે ) લખતો ગયો.

એક ધનસુરા જેવું ગામ હતું ત્યાં બ્રાહ્મણોએ મોટા ખર્ચે શિવાલય બંધાવ્યું હતું. શિવાલયમાં પાર્વતિ સહીત વિશ્વેશ્વરનું સ્થાપન થઇ ગયું હતું. ઘણા ધાર્મીક બ્રાહ્મણો આ શિવાલયમાં પુજન કરવા આવતા એની જોડે એક જુની પુરાણી બાદશાહી વખતની કબ્બર હતી. ગામના કેટલાક મુસલમાન સ્હેલાણીઓ આ કબ્બર આગળ બેસી બાદશાહી વખતના તડાકા મારતા હતા. ધર્મચુસ્ત બ્રાહ્મણોના વેદ મંત્રોથી મીયાંઓના કાનમાં ઘણોજ અઘાત થતો પણ કરવું શું. એ મુર્ખાઓને એમ ખબર નહોતી કે અલ્લાહ અને મહાદેવ એકજ છે. પણ પરમાત્માનાં નામ ભિન્ન ભિન્ન પ્રકારનાં છે, તે અશિક્ષિત્ મીયાં ભાઇઓએ કસ્બામાં જઇ સર્વે ધર્મ ચુસ્ત મુસલમાનોને આ વાત જાહેર કરી કે કબ્બરની જોડે નવું મંદીર થયું છે અને ત્યાં દરરોજ કાફીર ભાષા બોલાય છે. આપણા ઘણા ભાઇઓને કાને સાંભળ્યાથી ધર્મનો જુસ્સો ઉત્પન્ન થયો છે. તો કબ્બરને મસીદના રૂપમાં ફેરવવા દેવી કસ્બામાં ઉઘરાણાં થયાં. સર્વે ધર્મ ચુસ્ત મુસલમાનોએ પાંચ પાંચ દસ દસ રૂપિયા આપી પંદર વીસ હજારમાં મસીદનું મકાન બંધાવી દીધું. ત્યાં જુના મુલ્લાજીને સ્થાપીત કર્યા. નવી મસીદમાં સવારના ચાર વાગે મુલ્લાજી કાનને બ્હેર મારી નાખે એવા અવાજથી બાંગ પોકારતા. જ્યારે જોડના મંદીરમાં ઘંટા નાદ સહીત માહાદેવની આર્તિ થતી હતી. આ બનાવને આઠ દસ માસ વીતી ગયા, તોપણ બ્રાહ્મણોએ કંઇ પણ ખળ-

ભગાટ જગાડ્યો નહી અથવા તો મસ્જિદ થવા સામે વાંધો લીધો નહીં. તેમનાંમાના એક સત્યાગ્રહીઓ અસહકારનો પુરો મંત્ર ભણાવ્યો હતો કે ભાઇઓ જે કામ "પશુબળ વાપરવાથી થઈ શકશે નહી એ કામ યુક્તિ સહેલાઇ અને અસહકારના મંત્રથી થઇ શકશે." કાફીર લોકોના ઘંટાનાદ અને વેદ મંત્રોના ઉચારથી મુસલમાનોના નમાજ પઢવામાં હરકત આવી. તરત ત્યાં મુલ્લાંજીએ સર્વે મુસલમાન ભાઇઓના વચમાં સાક્ષાત હજરત પેગમ્બરની માફક મોટું લાંબુ પહોળું ભાષણુ કરી દીધું અને બ્રાહ્મણોને લવાદી કોટ મારફતે દંડ કરાવવો અથવા તો શીવનું મંદીર કહાડી નાંખવું આમ નિશ્ચય થયો. ગામના બે ડાહ્યા માણસો બોલાવી લવાદી કોર્ટ સ્થાપવામાં આવી. બી. એ. એલ.એલ. બી. થએલા બેરિસ્ટરો પણ હાજર થઈ ગયા. લવાદી કોરટે પોતે ન્યાય કરી યોગ્ય ઇન્સાફ આપવો એમ ઠરાવ્યું. પણ વકીલ સાહેબોએ આ કેસ સરકારી કોર્ટમાં જવો જોઇએ એમ ક્રુઝેડ મચાવી મોટાં મોટાં કાગળીયાં ચીતરી કહાડયાં અને ભાષણો કર્યાં, અને બેચાર સરકારી છુપા અમલદારોને પણ ટંટા બખેડા થાયતો તરત કોગટમાં ઘસડવા લાંચ આપીને લોકોને વકીલ સાહેબોએ રોકયા પણ અસહકારનો મંત્ર હિંદુ મુસલમીન ભાઇઓમાં પૂર્ણ જોસથી હતો એટલે વકીલોનુ કંઈ ચાલ્યું નહિ. કે ટંટા બખેડા થયા નહી સર્વે એક મતે ભેગા થઇ વિચાર કર્યો. લવાદી કોર્ટ જે ઇન્સાફ કરે તે ખરો છે.

બ્રાહ્મણોએ પોતાનું મંદીર પહેલું થયેલું છે. એમ જણાવ્યું અને મુસલમાનોએ ધર્મની સ્પર્ધા પરત્વે કબ્બરને મસીદના રૂપમાં ફેરવી દીધી છે. તેમનો ઇરાદો માત્ર હિંદુ ધર્મને દ્રોહ કરવાનો છે, એમ

જણાવ્યું ત્યારે મુસલમાનોએ ફક્ત પોતાના ધર્મની વાત સિવાય બીજો કંઇ પુરાવો આપ્યો નહી. છેવટે લવાદી કોરટે એવો ન્યાય આપ્યો જે બન્ને પક્ષની લાગણી દુઃખાવી ન જોઇએ. અને એમ કરવું કે મુલ્લાજીએ પોતાના અલ્લાહને પ્રસન્ન કરી બ્રાહ્મણો ઉપર વૈર વાળવું. અને મહાદેવના પુંજારીએ મહાદેવને પ્રસન્ન કરી મુસલમાનોનું વૈર લેવું. એક બીજાને જો લાગણી થતી હોય તો પરમાત્મા ધર્મનુ રક્ષણ કરશે. એ પછી મુલ્લાજીએ કબ્બરના શિખર ઉપર મોટું તપ કરવા માંડ્યું. અને બ્રાહ્મણ જાત્રાર્થે નીકળી પડયો. તેણે હિમાલય ઉપર જઇ કૈલાસ પર્વત ઉપર ઓટલી બનાવી મહા કઠીણ તપ કર્યું.

અહીં મુલ્લાજીની મશીદમાં ગેબી અવાજ થયો કે બોલો કયા હૈ. મુલ્લાજીએ કહ્યું કે એ કાફીર લોકોકે ઇધિરશે હઠાઓ. ગેબી અવાજે જવાબ આપ્યો કે હું અલ્લાહ અને મહાદેવ બન્ને એક જ છીયે. ટંટો માત્ર તમારો માણસ જાતનો છે. માટે મારે વચમાં પડવાની જરૂર નથી. મુલ્લાજી શીખર ઉપરથી ફસડાઇ પડયા. એ વખતે નમાજ પઢાતી હતી. ત્હેમાંના કેટલાક મીયાંભાઇઓએ બેશુદ્ધ અવસ્થામાંથી મુલ્લાને ટટાર કર્યા. પુછ્યું કયા હુવા–મુલ્લાએ કહ્યું. ગેબી અવાજ હુવા ને કોઇક બોલ્યા. કે અલ્લાહ–મહાદેવ સબ હમ એકીજ હય. તુમેરે ટંટા બખેડામેં હમ નહી પડતા હૈ. સર્વ મીયાંભાઇ બાસીયાણા પડી ગયા ને મુલ્લાજીને કહ્યું કે તમો તપ છોડી ધો અને મશીદનું કામ કર્યા કરો.

કૈલાસ શિખર ઉપર જઇને બ્રાહ્મણે પાંચ વરસ ઉંધે માથે. ૫ વરસ એક પગે ઉભા રહી. ૫ વરસ નિરાહાર રહી ને કઠીન તપ કર્યું. મહાદેવ પ્રસન્ન થયા અને બોલ્યા. માગમાગ તે આપું. બ્રાહ્મણ

અસેહકારનો પુંજારી હતો. તેણે વિચાર કર્યો કે જે કામ યુક્તિથી થશે તે કામ પશુબળથી નહીજ થાય માટે ત્હેણે કહ્યું. હે શંભુ ત્હમો પ્રસન્ન થયા છો તો મ્હારે બીજુ કંઈ જોઈતુ નથી. હુતો ધારૂ છું કે મારા મંદીરની જોડે જે મસીદ છે. તેમાં પણ આપ છો. ને મંદીરમાં પણ આપજ છો. પણ કેટલાક અજ્ઞાન મીયાંભાઇઓએ અમારા શિવાલયને નુકસાન કરવા ધાર્યું છે. માટે વિશ્વેશ્વર તમો એ શિવાલયનુ ખરી વખતે રક્ષણ કરજો, અને જ્યારે માણસોમાં દ્વેષભાવ ઉત્પન્ન થાય ત્હેને યોગ્ય શિક્ષા આપવી. હુ એટલુજ માગુ છું કે. "મારા કરતાં મુલ્લાજીને બમણુ મલે" આ સાંભળી ભોળા શિવ ખુશી થયા અને બહારનો પ્રપંચીક કાળ બ્રાહ્મણનો જોઈ શીવે તેને તથાસ્તુ કહ્યું.

બ્રાહ્મણ ઘેર આવ્યો. ને તેણે પોતાના શિવાલયનો વહીવટ પહેલાં કરતાં ઉત્તમ ચલાવવા માંડયો. એણે બીજા ઘણા બ્રાહ્મણોને પુજન કરવા રાખ્યા. પાંચ પચીસ ઘડીયાળો વધારે લીધી. પાંચ પચાશ શંખ કાશીએથી લાવ્યો. ને દસ પંદર નગારાં નવાં કરાવ્યાં. મસીદ અને શિવાલયનો વહીવટ પુર જોસથી ચાલવા લાગ્યો. બ્રાહ્મણો ઉંઘમાં પડયા હોય કે પરોઢીયે ત્રણ વાગે મસીદમાં મુલ્લાંજીની બાંગ શરૂ થતી. જેમ જેમ મુલ્લાજી પોતાના અવાજને લંબાવતા તેમ તેમ શિવાલયમાંના ધર્મસુસ્ત બ્રાહ્મણોની ઉંઘમાં ખલલ પડતું. ને માંહોમાંહે ધર્મવાદ સંબંધી ખળભળાટ થતો. એ પછી કસ્બાના મુસલમાનો નમાજ પઢવા હાજર થઈ જતા કે જોડેના શિવાલયમાં ઘંટાનાદ સહીત આરતી થતી કેટલાક વેદીયા બ્રાહ્મણો શુદ્ધ અશુદ્ધ શ્લોકોથી આરતીનુ સ્તવન કરતા. ને શિવાલય ધુમ-ધુમ ગાજી ઉઠતું. રીસનો બળ્યો પુંજારી મુસલમાનોના નમાજમાં ખલલ પાડવા ઘંટાનાદ જોરથી થવા

જોઇએ. તો આરતિનો રંગ જામે. એમ દાંભીક ડોળ કરતો અને મુસલમાનોના નવાજમાં ખલલ પડતી. ઘણા અક્રાન્તિયા મીયાંભાઇએ આરતી બંધ કરવાનુ જણાવતા તો દાંભીક પુંજારી અમારી આરતી થવીજ જોઇએ એમ જણાવતો. એકમેક ધર્મની સ્પર્ધા વધી પડી અને વૈરાગ્યનાં વૃક્ષો ઉત્પન્ન થયાં. આખા ગામમાં હિંદુ મુસલમાનોના વૈરની લાગણી પ્રેરાઇ. એક દિવસે મુસલમાનોની મોટી સભા મશીદમાં મળી. જ્યાં હજરત મુલ્લાજીએ માથે લીલો ફેટો બાંધી. તપખારીયા રંગનો સુરવાળ પહેરી લાંબી બ્હોયોથી ભાષણ કર્યું કે,—

જો આ શિવાલય બે દિવસની અંદર બ્રાહ્મણો બંધ ન કરે તો સર્વ મુસલમાન ભાઇઓએ તે દેવ મંદીરને જમીનદોસ્ત કરી દેવું. કુરાનમાં કાફીર લોકોનો ધર્મ, ધર્મચુસ્ત મુસલમાનોને ખરાબ કરવા જેવો છે, સર્વ મુસલમાનોની ધાર્મિક લાગણી પ્રેરાઈ. એક વકીલ સાહેબે નોટીસ ઘડી પુંજારીને આપવી એમ જણાવ્યું. સભામાંથી સવાલ થયો કે નોટીસ " કાસીકુ લીખને આતી નહિ હૈ " ચસ્માધારી વકીલ સાહેબે જવાબ આપ્યો. " મેં લીખ્ખુગા " પણ ત્હેની ફી કેટલી તે કોઇએ પૂછ્યું નહિ. તે નોટીસનો મુત્સદ્દો ઘડવા વકીલને કહ્યું. તરત ત્યાં નોટીસ લખવામાં આવી અને નોટીસનુ બીલ પાંત્રીસ રૂપૈયા મુલ્લાજી પાસેથી લેવું. એમ વકીલ સાહેબે જણાવ્યું. વકીલનો કારકુન રૂપિયા લઈ ચાલ્યો ગયો. ને પોસ્ટલ રજીસ્ટર્ડ મારફતે વકીલ સાહેબે નોટીસ બ્રાહ્મણ પુજારી ઉપર મોકલાવી. વકીલ સાહેબનો આશય એ હતો જે સ્હામસ્હામા બ્રાહ્મણ અને મુસલમાનો લઢી મરે તો કોરટોમાં ફીનો ઠીક તડાકો પડે. લઢાવી મારવું. એ હાલમાં વકીલ બેરીસ્ટરોનો મુખ્ય ધર્મ છે. આ ધર્મને અસહકાર વખોડી

કહાડે છે તે વ્યાજબીજ છે એ કરતાં એવું પ્રપંચીક ભણુતર ન ભણવું તે બ્હેતર છે. પણ અજ્ઞાન અશિક્ષિત યુવકોના હૃદયમાં આ વાત ઠસતી નથી તે દીલગીર ભરેલું છે.

પુંજારીએ નોટીસ વાંચી પણ તે ઉપર કાંઈ લક્ષ્ય આપ્યું નહી. કારણ તે અસહકારનો નેતા અને સહકારવાદી હતો. બીજે દિવસે જોડેની મસીદમાં નવાજ પઢાતી હતી ને દેવ મંદીરમાં ઘંટાનાદ થયો. શંખ ભેરી તુતુંડા. નગારાં. કીડતાલ, મૃદંગ. ડમરૂ વિગેરે વાજીંત્રોએ કલરવ મચાવી મૂકયો. ધાર્મીક મુસલમાનોના નવાજમાં ખલલ પડી અને એકદમ લાગણી પ્રેરાઈ પુંજારીને વાજીંત્રો બંધ કરવા જણાવ્યું ત્યારે તેણે આરતીનો દાંભીક ડોળ બતાવ્યો. બીજીવાર કેસ લવાદી કોરટમાં ગયો. કોરટે ન્યાય એવો આપ્યોજ. "મંદીર પહેલાનુ થયલું છે. તેમજ મસીદ કંઈ પહેલાની નહોતી પણ દ્વેષબુદ્ધિથી બ્રાહ્મણોને હેરાન કરવા મસીદ ઉભી કરી છે. ધાર્મીક લાગણી ઉભી થતી હોય તો મસીદને દુર ખસેડવી જોઇએ "—

ધર્મચુસ્ત મુસલમાન ભાઇઓને આ વાત ઠસી નહી અને ધર્મયુદ્ધ શરૂ થયું. અંદર અંદર એવો ન્યાય થયો કે બ્રાહ્મણોએ તેના મહાદેવને આવતી કાલે "ડયુયેલ" (તરવાર-પટ્ટાબાજી) રમવા બોલાવવો. અને આપણા તરફથી મુલ્લાજીએ પટ્ટાબાજી રમવા ઉતરવું. બ્રાહ્મણોએ કહ્યું કે કંઈ સાક્ષાત મહાદેવ "ડયુયલ" રમવા ઉતરે નહિ. અને બીજો કોઇ 'ડયુયેલ' રમવા ઉતરે તો ? તોપણ મુસલમાનોએ આ દરખાસ્ત પસંદ કરી નહી. અને સાક્ષાત્ મહાદેવેજ 'ડયુયેલ' રમવા ઉતરવું એમ જણાવ્યું. બીજો દિવસ સ્હવાર થયો. ગીયાર વાગ્યા પણ બ્રાહ્મણોમાં કંઈ નિર્ણય થયો નહી. દાંભીક

પુંજારીએ વીસ વરસ કૈલાસમાં કહાડયાં હતાં તેને શ્રી સાક્ષાત્ શંકરનું રૂપ બનાવતાં આવડતું હતું. તેણે પોતે ભભૂત ચોળી ત્રિપુંડ કરી બનાવટી જટા માથાપર મુકી મદારી લોકોની પાસેથી બે ત્રણ સર્પ મંગાવી પોતાને કંઠે નાખી દીધા. એક હાથમાં ખપ્પર લીધુ ને બીજા હાથમાં ડમરૂ લીધું. બીજા બે બનાવટી હાથમાં તલવાર બરછી લીધાં. મુલ્લાજીને આમાંનુ કંઇ આવડતું નહોતું. તે તો ફક્ત સુરવાળ પ્હેરી તલવાર લઈ ડયુઅલ (પટ્ટાબાજી) માટે ઉભા હતા.

સાક્ષાત્ શંકરનુ સ્વરૂપ હાજર થયું. ઘણુ બ્રાહ્મણોએ નમસ્કાર કર્યો. કેટલાકે શુદ્ધ અશુદ્ધ મંત્રોથી મહાદેવનુ આવાહન કર્યું. દાંભીક પુંજારી ( શંકર ) ના કંઠે જીવતા સર્પ જોઈ મુલ્લાજી તલવાર ત્યાં પડતી મૂકી નાશી ગયા. ને બીજીવાર ગેબી અવાજ થયો અયે કાફીર મુલ્લાજી ખુદા એકીજ હય. ધર્મ બીન્ન બીન્ન પ્રકારકા હયે. બ્રાહ્મણોપર દ્વેષ મત કરો. એ પછી મુલ્લાજીએ મોટું ભાષણ કરી ઉશ્કેરાયલી લાગણીને શાન્ત કરી. અને હિંદુ મુસલમાનોમાં ઐક્ય ભાવ થયો. ને મીયાં–મહાદેવની લડાઈ બંધ પડી. ભાઇઓ મારી વાત એમ છે જે કોઇએ પણ ધર્મની સ્પર્ધા કરવી નહી.

વાત પુરી થઈ કે વડાગામના ટોલપર મોટર ઉભી રહી. અમો અને જીવરામગોર બેઉ ટોલપર ઉતરી પડયા ને મોટરે મોડાસા તરફ પુરપાટ દોડાવા માંડયું. ઇતિશિવમ્.



## સાંસારિક, ધાર્મિક અને નૈતિક વિષયોથી ભર

# અમારાં લોકપ્રિય પુસ્તકો.

| પુસ્તક. | વિષય. | છુટક નકલની |
|---|---|---|
| ૧ લું | —મહાત્મા તુલસીદાસજીનું જીવનચરિત્ર... ... | ૦— |
| ૨ જું | —રમુજમાળા ભાગ ૧ લો ... ... ... | ૦— |
| ૩ જુ | —રમુજમાળા ભાગ ૨ જો ... ... ... | ૦— |
| ૪ થું | —કન્યાવિક્રય ... ... ... ... | ૦— |
| ૫ મું | —અહિંસા અને દયા... ... ... ... | ૦—૧—૬ |
| ૬ ઠું | —ટપાની મુસાફરી... ... ... ... | ૦—૧—૬ |
| ૭ મું | —દેશ સેવા અને ભક્તિ ... ... ... | ૦—૨—૦ |
| ૮ મું | —રમુજી કાવ્યો ... ... ... ... | ૦— |
| ૯ મું | —ચંદ્રહાસની વાર્તા... ... ... ... | ૦· |
| ૧૦ મું | —રમુજગીતમાળા ... ... ... ... | ૦· |
| ૧૧ મું | —શુશીલા ... ... ... ... | ૦ |
| ૧૨ મું | —બિલ્વમંગળ અથવા સુરદાસ ... ... | ૦- |

**નોંધ**—ઉપરના બાર અંકોની વી. પી. સહિત ફક્ત ૧—૪—

પુંઠાના પડશે તો મંગાવનાર વાંચકોએ નિચેના સરનામે પત્રવ્યવહાર

ગોર અંબાલાલ છગનલાલ
C/o "ગુજરાતી પંચ ઓફિસ"
પાંચકુવા—અમદાવાદ.

શાહ પિતામ્બરદાસ ગ
પોસ્ટ વડાગામ મુ. વડ
વાયા તલોદ. એ. પી. રે